મહાત્મા

# ગાંધીજીનું સ્મરણ

યાને

# સ્વરાજ્યનો સીધો માર્ગ.


સંગ્રહ કરનાર,

મંગુભાઈ ચુનીલાલ ગોળવાળા.

દરીઆપુર નાની સાલેપરી પોળ, અમદાવાદ.



પ્રસિદ્ધ કર્તા,

ઇશ્વરલાલ મનોરદાસ ભગત.

દરીઆપુર નાની કુંવેરીની પોળ, અમદાવાદ.

પહેલી આવૃતી   પ્રત ૫૦૦૦.

સને ૧૯૨૨.   સંવત ૧૯૭૮.

કીમત ૦-૧-૦ એક આનો.

ધર્મ વિજય પ્રી. પ્રેસ ૫૪૨, ગાંધીરોડ-અમદાવાદ.

તૈયાર થાય છે!   તૈયાર થાય છે!!   તૈયાર થાય છે!!!

# સ્વરાજ્ય કાન્ત

યાને

# ભારતનો ઉદય.

આસ મણીકાન્તના જેટલું મોટું પુસ્તક.

કવાલીઓ અને ગઝલોથી ભરપુર

દેશ ભકતોના ફોટાઓ સહિત

| | |
|---|---|
| અગાઉથી ગ્રાહક થનારને | રૂ ૨-૦-૦ |
| પાછળથી કીંમત | રૂ. ૨-૮-૦ |

ના. ક:—અગાઉથી ગ્રાહક થનાર પાસેથી ડીપોઝીટ રૂ ૧-૦-૦ દરેક ચોપડી દીઠ લેવામા આવશે.

અગાઉથી ગ્રાહક થનારે તમનું પુરેપુરૂં સરનામું ચોકસ રીતે લખી જણાવવું.

લી. સેવક,

પ્રકાશક:- ઇશ્વરલાલ મનોરદાસ ભગત.

ઠે. દરીઆપુર નાની હવેલીની પોળ,

અમદાવાદ.

# સ્વરાજ્યઃ—હોમરૂલની હિલચાલ.

## ગઝલ. (૧)

ભગિની બંધુઓ ઊઠો, તમારા દેશને માટે,
સજો સત્યાગ્રહી વાઘા, તમારા દેશને માટે.
ઝઝુમ્યા વાદળા દુઃખનાં, તમારા દેશ ઊપરનાં;
વિખેરો ધૈર્યથી સઘળાં, તમારા દેશને માટે.
ઝૂઝ્યાં બિસાંટ માતયે, તમારા દેશને માટે,
વછોડીયા અરૂન્ડેલે, તમારા દેશને માટે.
ઝલાયા ઝૂઝતાં યુદ્ધ, નજરકેદે થયા ત્રણે;
હવે તો ઝૂમવાનું છે, તમારા દેશને માટે.
ગયા છે સંકટો પુરાં, તમારા દેશને માટે,
તિલકને સાલ પાલેપે, તમારા દેશને માટે
પરંતુ આ સમયે તોબા, વિફરી બેખરે ઊભા,
બિરદ જો મર્દનું ચાહો, મથો તો દેશને માટે.
તિલક જીણા અને બાજા, ઝૂઝે છે હિંદને હિતે:
વળી પંડિત માલવીયા, ઘૂમે છે દેશ આ આખે
વઝીર હક્ક ઘોષને ન્હેરૂ, ધસે સુરેન્દ્રને સપ્રુ:
સરોજની અને ગાંધી, જલે છે દેશની દાઝે.
સુખી શ્રીમંત શેઠો યે, ઘૂમે છે શહેરને ગામે:
તજે છે સર્વ સુખોને, તમારા દેશને માટે.
મુસલમાન હિન્દુ પુકારે, ભલા ગાંધીજી છે જ્યારે,
બધાયે હોમરૂલ ચાહે, તમારા દેશને માટે.

(લેખકઃ—ગુજરાતી તા. ૧૨-૮-૧ )

ભુમિપત્ર.

# લોકમાન્ય તિલક મહારાજના અમર આત્માને શાંતિ આપો.

(શું કહું કથની મારા રાજ:—શું કહું એ રાગ) (૨)

ગાયન.

તિલક સ્વર્ગ સિધાવ્યા, આજ તિલક સ્વર્ગ સીધાવ્યા;
તાજ વગરના તે મહારાજ, તિલક સ્વર્ગ શીધાવ્યા. તીલક (૧)
હીંદનો હીરો તે હડતાયો, વિર વસ્યો પરલોક:
તારો ઝળકતો તેજ ખર્યાથી. હીંદ રંડ છે પોક. આજ તીલક (૨)
પ્રગટ કીધું કેશરી પોતે, કલમ તીક્ષણ કટારી:
નીડરતાથી લેખ લખીને. ઊંઘતા આર્ય જગાડી. આજ તીલક (૩)
હીમત મોટી હીંદની તુટી, હાલને ધ્રેંગી લાગી:
હેઠા પડીઆ સૌ હથીઆરો. ઊરમાં બરછી વાગી. આજ તીલક (૪)
વિદેશમાં જઈ દેશતણાં દુઃખ. નરવિર દાખવનારો:
અડગ ગણ્યા ટેક હંમેશાં, સીંહ તે વિચરનારો. આજ તીલક (૫)
તન, મન. ધનથી હીંદની સેવા, કીધી અનુપમ રીત:
જેલ જઈને સંકટ વેઠયાં, જેમણે પુરણ પ્રીતે. આજ તીલક (૬)
સ્વરાજ્ય એ મમ જન્મ સીધ છે, મુજ હકનો કહેનારો;
આર્ય જનોએ એકજ દેખ્યો. ગંગાધર સુત પ્યારો. આજ તીલક (૭)
પરમકૃપાળુ હે પ્રભુ તુજને, પ્રેમ લાગુ પાયે:
તિલક કેરા આત્માને દેજો. શાંન્તી આપ સદાયે. આજ તીલક (૮)

(ભેટઃ—સીનેમાડી કાન્સ).

લેખકઃ— **કેશવલાલ જમનાદાસ.**

તા. ૧૯—૮—૨૦

## ગુજરાતના આંગણે પરોણા.

ગઝલ (૩)

અરે!! સૌ વીર ભારતના,–પધાર્યા આજ કોંગ્રેસે;
નમીએ હીન્દનાં ખોળ્યાં. વધાવ્યા આજ કોંગ્રેસે.

*　　*　　*

નીહાળે ભૂમી કોંગ્રેસની, નહીં કો પગના ધરતુ,
બની લીલા ભૂમી તેનો, હરખે જાય કોંગ્રેસે.

*　　*　　*

કહુ ખાદી તણી કથની. ધનાઢ્ય અંગના ધરતા;
હવે પ્રેમે કરી પરીધાન, પધાર્યા આજ કોંગ્રેસે.

*　　*　　*

ગળે નેકટાઇ ને કોલર, વીલાયતી ડ્રેસમાં મોહ્યા;
કરી પ્રાયશ્ચીત ખાદીથી, વધાવ્યા આજ કોંગ્રેસે.

*　　*　　*

અરે દેશી તમે ખાદી, ઘણાં છો હીન્દને વહાલાં;
વારો સૌ પ્રેમથી પહેરી, પધાર્યા આજ કોંગ્રેસે.

*　　*　　*

ગુર્જરથી પારસી હિન્દુ,–અને અલીબીરાદરો;
સુસંપે ઐક્યતા સાધી, વધાવ્યા આજ કોંગ્રેસે.

*　　*　　*

શતાબ્દી ઓગણીસને,–ઇઠોતેર આંકડો આવે;
રડા 'માગસીર મહુરામાં, પધાર્યા આજ કોંગ્રેસે.

*　　*　　*

એકાદશી કૃષ્ણ પક્ષમાં, મહા યુદ્ધ ધર્મનુ કરવા.
ડેરા આ રાજનગરમાં, વધાવ્યા આજ કોંગ્રેસે

*　　*

સાબર રૂડી વહેતી, પવીત્ર નીર ન્હાવાનું;
પવીત્ર કૃત્ય કરવાને, પધાર્યા આજ કોંગ્રેસે.

* * *

પરોણા પ્રેમથી થાઓ, ભુમી ગુર્જરતણા આજે;
પવીત્ર થાસું દર્શનથી. વધાવ્યા આજ કોંગ્રેસ.

* * *

બીરાદર મહમદને શૌકત, સી.આર, દાસ આવ્યા છો;
થયા સરકારના મેમાન, ન આવ્યા આજ કોંગ્રેસે

લેખક:—દેશભક્ત

અનુયાયી, સુરસીંહજી લાલજીભાઈ, રાઠોડ.

---

## જમાનાનો સુધારો યાને જમાનાનો જલસો.

### (કવાલી)

અરે મમ દેશી બંધુઓ, અરજ કાંઇ ઉર ધારોને;
થતો અત્યાચાર આજે, હવે હાં કંઇ સુધારોને.
પહેરી ફેન્સી ચોળી, જતી ઓરત ભુલેશ્વર;
પછી તે કયાં કહો જાતી, અરે એ જાણતો ઇશ્વર.
અહા શું તેહની સાડી, અતી બારીક મેં ભાળી;
શોભામાં શું વધારો છે, કરમહીં બંગડી કાળી.
સુકોમળ અંગના એનાં, સુવાસી અત્તરો મહેકે;
ખરેખર દેખતાં સજ્જન, અરે શું નાયકા કહેશુ.
વિસારી હાથદાંતીને, ચડાવ્યા કાચ કંઇ પ્રીત્તે;
જુના ધારા વિસારીને, નવા ધારા ચલાં પ્રીતે.
ખરે એક બંગડી માટે, પરપુરૂષને હાથ સોંપે છે;
વીસારી છેક લજ્યાને, અરે મર્યાદ લોપે છે.

સુશોભિત વસ્ત્રને પહેરી, બન્યાં ફેશન લેડીના;
રહ્યા છે હાથમાં છત્રી, પહેર્યા બુટ એડીના.
સુગંધી તેલ ચોળીને, છટાથી કેશ ઓળીને;
ચડાવ્યા આંખપર ચશ્મા, હવે હા શું રહ્યું બાકી.
અરે અમ પ્યારા બંધુઓ, સુધારાને વધારીને;
અતિશય છુટ આપીને, ચક્રની છેક લાડીને.
જુઓ અસલ તણી રીતી, વિચારો ધર્મને નિતી;
કરો કાંઇ કામ ભક્તિના, હૃદયમાં રાખીને પ્રિતી,
કહે જયચંદ સુણો પ્યારા, હૃદયને લાગશે ખારા;
સુધારા આ હઠાવીને, વચન આ માનજો મારા.

(પ્રકાશકઃ—કેશવચંદ જયચંદ કુંડલાકર.)
મુંબાઇ.

---

## ભારતના યશોગાન.

(૫)

અમે તો ભારતનાં સંતાન,
અમોને એ પ્રત્યે છે માન;
ઇચ્છીએ સર્વ તણું કલ્યાણ.— અમે. (૧)
અમારો ભારત સ્વર્ગ સમાન,
ગાશું એ તણાં પ્રેમનાં ગાન;
અમારી ભૂમિ કાંચન ખાણ.— અમે. (૨)
હિમાલય સમ મનોહરગિરિમાં
છે શંકરનું સ્થાન,
ગંગા યમુના રેવા સાબરમતિ

પ્રવાહે કરતી ગાન:
એમાંથી મળતું અલૌકિક જ્ઞાન.— અમે. (૩)
સ્નાન કર્યા થકી કરતી જે પાવન,
નસાડતી દૂર પાપનાં વૃંદ;
જાળવે છે એ ભારત માન.— અમે. (૪)
પ્રભુ અવતાર તણું છે ભારત,
અતિ ઉત્તમ એક સ્થાન,
રામ કૃષ્ણ બુદ્ધ પ્રભુએ જેમાં
દીધું ધર્મનું જ્ઞાન;
"ગાંધી" પણ એવા એક પ્રમાણ.— અમે. (૫)
ધર્મતણી ધ્વજ ફરકે હિંદુસ્તાન,
પ્રસન્ન છે હજુ એ પર ભગવાન;
ઘણાં છે એ પ્રત્યે એકતાન.— અમે. (૬)
સહે છે બીજાનાં અપમાન,
તોય ધારે છે ભાવ સમાન:
એવા છે અમ ભારત ગુણખાણ.— અમે. (૭)
વર્તી છે એની સઘળે આણ,
કીર્તિ રહી નિશદિન પ્રકાસમાન:
અર્પીશું એ માટે અમે પ્રાણ.— અમે. (૮)
અમારૂં અહિંસા પર ધ્યાન,
ઇચ્છીએ જાતિ—અનુસંધાન;
કરવા ઐક્યનું 'સાંકળ' ભાન.— અમે. (૯)

(ઠુઠમર, સાંકળચંદ ભુલાભાઈ)
ગુજરાતી પંચ.

# રંગીલા રેંટીઆની વડાઇ.

## ગરબો. (૬)

ખાદીની ઉત્પત્તિ કરનારો છે રેંટીયોરે,
જેનાથી તો દીનજનોનું પોષણ થાય;
ધનવાનોને દે વળીજે આનંદ અતિ ઘણોરે.— ખાદીની. (૧)

### સાખી.

નાની નાજુક મીલશું ! આવી રહી આ ઠામ.
ફેરવનારને લાગતું, જે દે તનમાં હામ.
જેના સુરમાં રામનું નામ ગવાતું લાગતું રે,
દુખીઆના હૃદયમાં સમાવતો જે શોક;
જેના સ્થાપનથી ગૃહમંદિર-સારૂ શોભતું રે.— ખાદીની. (૨)

### સાખી.

એથી લલનાઓ તણું, શિયળ રહે સચવાઇ;
સ્વતંત્રતાની સિદ્ધિ પણ, રહી એ વિષે સમાઇ;
શમ દમ શીખવનાર એ, પુરાણું હથિયાર છે રે.
શાંતિ થકી સ્વરાજ્યનું, છે દર્શન દેનાર;
બ્રહ્મા વિષ્ણું શિવને, પ્રિય સુરતનો તાર છે રે.—ખાદીની. (૩)

### સાખી.

એમાં સ્થાપન એમનું, પ્રાચીન કાળની છેજ,
સતયુગનું સંભારણું, પુજે કળિમાં એજ,
ચક્ર શુદર્શન સરખુ, એમાં છે બળ અતી ઘણું રે.
એમાં ગુપ્તપણે રહ્યું, ચંદ્ર સૂર્યનું તેજ
પ્રૌઢ પ્રતાપી એવો રેંટ, રંગીલો હું ભણું રે — ખાદીની (૪)

### સાખી.

બત્રીસ લક્ષણો રેંટીયો, રૂમઝુમ રૂમઝુમ થાય;
સ્વદેશ-ભક્તો જે તણાં આનંદે ગુણ ગાય.
ગરીબાવસ્થા રૂપી દરદ, દૂર કરનાર છે રે;
સાચો ધન્વન્તરી એ, પાપો ઘટાડનાર;
સીધો પંથ સ્વર્ગનો, વળી એ બતાવનાર છે રે.—ખાદીનો. (૫)

### સાખી.

સ્વદેશ પ્રેમી જો હો તમે, રાખો ઘેરે ઘેર;
ખાદી વાપરો એ તણી, થાશે લીલા લ્હેર;
અલૌકિક એ મંત્ર દીધો છે, "મોહને" પ્રેમથીરે;
જો વર્તન કરસો આ રીતે ભાઇ બ્હેન,
'સાંકળ' તો દ્વિદ-દારે સ્વરાજ્ય આવી થોભશે રે.—
ખાદીનો. (૬)

ગુજરાતી પંચ:-
ચુડગર સાંકળચંદ ભુલાભાઈ, નડીઆદવાલા.

---

## રંગીલો રેંટીયો.

### ગીત (૭)

રૂડો રંગીલો મારો રેંટીયોરે બ્હેન,
જાણે નાનીશી નાજુક મીલજો;
ગાતી પ્રભુજીના પારણા હો બ્હેન,
કાંતુ પરોવીને દીલજો.— રૂડો. (૧)
ભાઇરે સુતારીયે ઘડી દીધોરે બ્હેન,
એનો એ મોટો ઉપકારજો;

જુવાનીને એ જાગૃવેરે બ્હેન,
વૃદ્ધાવસ્થાનો આધારજો.— રૂડો. (૨)

કાંતુ ઝીણું ને ભરૂં કોકડાંરે બ્હેન,
આપે સફળ નવરાસજો;
દેવે કીધો દી કાણોરે બ્હેન.
આવે હૈયામાં હોંશજો.— રૂડો. (૩)

રંકને આપે રોટલો હો બ્હેન,
ઢાંકે ઉઘાડાં અંગજો;
શ્રીમંતને એ પરમાર્થ શીખવે હો બ્હેન.
વળી વધારે ઉમંગજો.— રૂડો. (૪)

આંખને એ અતિ કેળવેરે બ્હેન.
હાથ બને હુંશિયારજો;
વિધવાનો એ ધન ચારલો હો બ્હેન,
સધવાને સ્વર્ગનો સારજો.— રૂડો. (૫)

બુદ્ધિને બહુ ઝીણી કરે હો બ્હેન.
શમ દમ શીખવે નારજો;
એવો મધુર સ્વર ઉચ્ચરે હો બ્હેન.
જાણે જગપતિનો ઝણકારજો.— રૂડો. (૬)

દેશ તણો એ દીવડો હો બ્હેન,
ઘર તણો શણગારજો;
સતયુગનું સંભારણું હો બ્હેન,
પુણ્યે પુરાણું હથિયારજો.— રૂડો. (૭)

જેની દેવેટ દેવ દીવડે હો બ્હેન.
એના કરૂં પટકુળજો:
પ્હેલી પહેરાવું મારા દેવને હો બ્હેન,
વરસાવે આશિષ ફુલજો.— રૂડો. (૮)

લેખકઃ—મણીલાલ એમ. માતરીઆ.

# અસહકારી બનીએરે વિષે.

## ગરબા. (૮)

( રાગઃ—રઘુપતિરામ હૃદેમાં રહેજોરે. )

સખી અસહકારીની કથા કહીએરે,
પ્રીતે ગાંધીજીના ગુણ ગાઇએરે;
શ્રી ગાંધી ચરણમાં રહીએ,
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે. (૧)
સખી પહેલો વિચાર મનધાર્યોરે,
ખાદી ફેશનથી હિન્દને વાર્યોરે;
શાન્તિ રાખી હિન્દને જગાર્યો,
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે. (૨)
સખી બીજું કામ હાથ લીધુંરે,
ખાદી વણવાનું સહુને કીધુંરે;
તે દેશે સ્વીકારી લીધું,
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે. (૩)
સખી ત્રીજે કામ ઉન્મત્ત થયાંરે,
આત્મભોગના ઉપદેશ કહ્યાંરે;
પછી જેલ યાત્રાએ ગયાં.
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે. (૪)
સખી બીજા તે તીલક રાજરે,
સ્થાપી કોંગ્રેસો કામોસમરે;
હીન્દી જનોનું કર્યું છે કામ,
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે. (૫)
સખી ત્રીજા તે સી. આર. દાસરે,
જેણે જેલને માની તત્કાળરે;

૦૧૫૩ દેહને બળી આપ્યો છે હીન્દને કાજ;
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે. (૬)
સખી હીન્દના ઉદ્ધાર આપરે,
આખા હીન્દના તમે છો બાપરે;
અહર્નિશ જપું તારા જાપ,
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે (૭)
સખી ગાંધી પર રાખજે વાલરે.
ગાંધી છે શ્રી પ્રભુ સાક્ષાતરે;
સ્તુતિ કરે છે નાનાલાલ.
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે. (૮)

**નાનાલાલ પીતાંમ્બરદાસ**
કલોલા.

## પંજાબી ગજલ.

(૯)

ઓ ખુદા એ કેસી મુસીબતોમય, એ હિન્દવાલે પડે હુએહય (૨)
જગા જગા પર હમારી ખાતર, સીતમકે જાલે પડે હુએહય. (૨)
હજારો બચ્ચોકે બાપ બીચડે, જો રોગે ગનમસીનોકે ટુકડે
સોહાગનોકે સોહાગ ઉજડે, ધરોપે તાલે પડે હુએહય (૨)
હમારે મયમાન જો આએ બનકર, એ જુલમ કરને લગે હમોપર
ગઝબ હય અપને મકાને ઇપસર, મકાનવાલે ખડે હુએહય (૨)
હવા ઝમાનેકી બદલી તીમર, કે જુલમ હોને લગે શરીસર
સુના એ ફરીઆદ કીજ્યુ જાકર, જખાંપે છાલે પડે હુએહય (૨)

પ્રકાશકઃ— **મગુભાઈ.** લેખકઃ— **દોલત.**

# વંન્દેમાતરમ.

## હીંદુસ્તાની ગઝલ (૧૦)

મીલનેકે લીયે આયાહું લેલે, શબ્દ વંન્દેમાતરમ:
શબ્દ હય શ્રી મોઅજીઝકા, શુદ્ધ વંન્દેમાતરમ.
ખાને પીને ચલને ફુને, મેયન એકલ માયાદહો:
નીંન્દ મયભી ખ્યાલ આવે, ન્યારા વંન્દેમાતરમ.
અગર કોઈ અન્યાયી તુમકો, બાંધલે અન્યાયસેં;
જેલમે જાકર ન ભુલો, તાન વંન્દેમાતરમ.
જેલખાને મય કહા હય, વાજવ તબલા સાજહો:
હાથકડીઓકું બજાકર, બોલો વંન્દેમાતરમ.
ખાલ ખીચ વાલો ખુસીસેં, સુલીપર તુમકો મીલે:
સુલીકે તખ્તોપે જાકર, બોલો વંન્દેમાતરમ.
જીસ સમે કોઈ મુસીબત, સીરપે આવે દોસ્તો:
ઉસ સમે હસ હસકે કહેના, ભાઈ વંન્દેમાતરમ.
ગો દુઃખી હય ભારતકી બેશક, હોચુકાએ લાઈલાજ;
કામ દો અકસીરકા, ચુકસાઈ વંન્દેમાતરમ.
હય પ્રભુ બાંકે બીહારી, સુનલે બીનતી હમારી;
તુમભી અપની બાંસલીમે, બજાવો વંન્દેમાતરમ.

લેખક:– દોલત.

---

# નીસો નથી કરતા.

## ગઝલ. (૧૧)

અમો કરતા નથી નિસો, નકામા સોઈ નીંદો છો;
–થનારીને દઈ દિલા, અમોને નિત્ય ક્યાં કહો છો.

સવારે ઉઠતાં સાથે, ફક્ત બે બીડીઓ પીધી;
ઉપરથી ચાહ ચઢાવીને, તમાકુ પાનમાં લીધી.
થયો જમવા વખત જાણી, કર્યો છાંટો અને પાણી;
પરંતુ ના કર્યો નિસો, પચાણે પાંચ છ તાણી.
તપ્યો મધ્યાન તે વેળા, જમાવી ભાંગની ઠંડક;
ઉપર ગાંજો ચડાવીને, લગાવી લ્હેરથી રંગત.
ત્રીજા પહોરે લીધું ટીંચર, ચડસ ચંડુલમાં ઘુકયો;
જરા કોકીન ખાઇને, મધુરો મદમદક ફૂંકયો.
કહો એ શું નીસો કહેસો, ફક્ત સાંજે લીધું સોમલ;
દરદ માટે અમલ ખાધું, થયા મહારાજ ફેસનેબલ.
અમો કરતા નથી નિસો, છતાં કહો છો નીસાબાજો;
કહે "દોલત" વીનવીને. સદા તું નર્કમાં જાજે.

(લેખક:—દોલત)

---

## મોજીલું અમદાવાદ યાને. સ્ત્રીઓનું કર્તવ્ય.

અજબ દેશ આ આર્ય વર્તમાં, અમદાવાદ નગરી મોજીલી;
સત્ય કર્મનું ભાન ભુલીને, પ્રજા બની ગઈ સોખીલી.
દેશ રહ્યો છે આજ ઉલટી, સ્વરાજ હકને મેળવવા;
આત્મભોગ આપે છે વીરલા,, જન્મ સીદ્ધ હક્ક જાળવવા.
અમદાવાદ સુતું સોખમહી, અરે નથી દેશની કાંઇ પરવા;
ઇચ્છા કોઇને થતી નથી, કાંઇ દેશ હીત કામો કરવા.
લાડી વાડી ગાડી કેરા, મોહ મહી સૌ ગુંથાયા;
પ્રપંચથી પૈસા મેળવવા, ભાઇ ભાઇમાં ચુંથાયા.

હિંદુ પારસી મુસલમાનના જુદા તાર અહીં વાગે છે;
એક બીજાને દુશ્મન ગણીને, દેશ ડુબાવવા માગે છે.
નાજુક નારીઓ અમદાવાદની, ફેશન માટે પંકાતી;
ખાદીના વસ્ત્રો પહેરે તો, કહેડ તેની વંકાતી.
પુરૂષ ગયો કોઇ સભામાંહી, ત્યાં દેશ હીતનો બોધ મળ્યો:
ઘેર જઈ સ્ત્રીને સમજાવે, કાંત રેંટીયો રૂડો મળ્યો
વખત ઘણો તુજ વ્યર્થ જાય છે, નથી તને ઘર કામ ઘણું:
એ પૈસાની આવક થાસે, વળી હીત છે દેશ તણું.
પ્રત્યુત્તર રામાએ આપ્યો, એવું કામ તે કેમ કરૂં:
સુધરેલી સૈયર સહુ મારી, હાંસી કરે હું લાજી મરૂં.
પતી તમારી વાત નકામી, આ શીખામણ ક્યાં લીધી;
વૃદ્ધ ડોસીના રેંટીઆની, ભલામણ ક્યાં કીધી.
સાફ વાત સ્ત્રીની સાંભળતાં, પતી બીચારો ચુપ થયો;
વધુ કહે તો વધુ સાંભળે, સમજી ઇજ્જતમાંય રહ્યો.
આજ અખિલ આ હિન્દ દેશની, અબળાઓ સબળા થઇ છે:
દેશ હિતમાં ભાગ લઇને, પુરૂષ પક્ષે ઉભી રહી છે.
સરોજની, કસ્તુરબા, અનસુયા; સરલા દેવી દેશને દીપાવે:
તેહ તણા કાંઇ લહો દાખલા, હવે તો નખરા નહી ફાવે.
અમુલ્ય અવસર છે આજે, ફરી ફરી તે નહી આવે:
ખાદીના વસ્ત્રો પહેરો તો, નવીન ચેતન પ્રકટાવે.
સુદર્શન સરખા રેંટીઆનું, ઘરેઘર સ્થાપન કરજો;
કહે "ઇશ્વર" નરનારીનું સૌ દેશ હીત હૃદયે ધરજો.

**લેખક:—ઈશ્વરદાસ મનોરદાસ ભગત.**